# તણખલા

( સંવેદનાની શેરીઓમાં ગુંજન...)

ભાગ – ૪

સુલતાન સિંહ ‘જીવન’

[ પ્રકાશન – તણખલા કાવ્યસંગ્રહનો ૫મો ભાગ ઓક્ટોબર, ૨૦૧૬ના રોજ પ્રતિલિપિ ઓનલાઈન સાઈટ પર પ્રકાશિત થયેલો છે. કૃતિના બધાજ અધિકાર લેખકના આધીન છે. ]

તણખલા (કાવ્યસંગ્રહ) ભાગ – ૪

લેખક – સુલતાન સિંહ ‘જીવન’
મહેસાણા – ૩૮૪૦૦૨
ઈ-મેઈલ : raosultansingh@gmail.com
મોબાઈલ : +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
વેબપેજ : http://vichaarvrund.wordpress.com



Published On : October – 2016

Price – free
[ Online or PDF ]

Publisher :- Sultan Singh
Self Published
45/B, Bamosana nagar,
Mehsana – 384002

Online Published On :-
Sultan Singh ‘Jivan’
Pratilipi Team
[ gujrati.pratilipi.com]

Book Disign Work :- Self

## -: અર્પણ :-

જેના માટે ક્યારેક સંવેદનની સૃષ્ટિમાં પગલા માંડ્યા હતા એ સંવેદનોની પ્રણેતા અને એના અહેસાસના દરેકે દરેક પળને...

જીવન ને...

# -: પ્રસ્તાવના :-

બધા પ્રકારના સાહિત્યના નિયમોનો સરવાળો કરતા કહું તો મારી પાસે આ પુસ્તક અંગે લખવા કોઈ પણ પ્રકારની પ્રસ્તાવના નથી. સામાન્ય રીતે લેખનની શરૂઆત કઈંક લખવાથી થતી હોય છે. મુખ્યત્વે સાહિત્ય સર્જન માટેના કેટલાક પદ્ધતિસરના સલાહ સુચનો પણ હોય છે, અને દરેક સાહિત્યનો આધાર એના પર જ નિર્ધારિત થતો હોય છે. પણ કોઈ વ્યક્તિના જીવનમાં જ્યારે કઈંક લખવાની શરૂઆત થાય ત્યારે એ સામાન્ય રીતે આ પદ્ધતિસરના પગથીયા ચડવામાં જોડાતો નથી પણ પગથીયા ચડવા માટેના પૂર્વાયોજન રૂપે કઈંક ને કઈંક સર્જન કર્યા કરે છે. સામાન્ય રીતે દરેક લખાયેલો શબ્દ સર્જન જ છે પણ જ્યારે એને અમુક નિર્ધારિત મૂલ્યો દ્વારા સજાવવામાં આવે ત્યારે તેની સુંદરતા ઓર વધુ ખીલી ઉઠે છે.

આ પુસ્તકમાં રહેલ દરેક રચના શુદ્ધ સાહિત્ય તરીકે છે કે નહિ એ કદાચ હું નથી જાણતો અને મારે એ નક્કી કરવું પણ નથી. હું કવિ છું કે લેખક એ મને નથી ખબર પણ હું એક વિદ્યાર્થી છું. મેં જ્યારથી પેપર વાંચ્યા ત્યારથી આવા કાવ્યો જ વાંચ્યા છે, જેમાં બંધન નથી પણ સંવેદન છે અને એમના આધારે મેં મારી સંવેદનાને શબ્દોમાં લખવાની કોશિશો પણ કરી છે. તેમ છતાં છંદ અલંકાર અને અમુક લયાત્મક તાલના બંધનો સિવાય લખાતા સાહિત્ય તરીકે મેં આ પદ્ય પ્રકારને તણખલા તરીકે સ્વીકાર્યું છે. અને એજ પ્રકારે મેં થોડું ગણું લખ્યું પણ છે. હું કવિ પણ નથી અને કદાચ હું કવિતા લખતો પણ નથી. હા સંવેદનાને જીવનના અનુભવોના આધારે જરૂર કાગળમાં ટાંકી લઉં છું અને એજ હું બીજા સમક્ષ (મારા બ્લોગમાં) પણ મૂકી દઉં છું.

તો આ બધી એ માહિતી છે જે કદાચ પુસ્તકના પ્રથમ પાને તમારે જાણી લેવું જોઈએ. આમાં કાવ્યો છે કે ખંડ કાવ્યો એ હું નથી જાણતો પણ, હા આમાં એક અનુભવેલી, વાંચેલી, જોયેલી અને સર્જનાત્મકતાથી રચેલી સંવેદનાની શેરીઓનું ગુંજન જરૂર છે. મારા દિલમાં ઉઠેલા તાલ છે, ક્યાંક ચિકાર અંધકાર તો ક્યાંક પ્રકાશ અપાર છે, ક્યાંક વેદના ક્યાંક ખુશી, જીવનના દરેક રંગે અનુભવેલું આ જીવન મેં એજ ઉપનામ 'જીવન' સાથે લખ્યું છે.

~ સુલતાન સિંહ 'જીવન'

# ~: અનુક્રમણિકા :~

# ૧૫૧. સાવચેતી પ્રેમમાં...

સાવચેતીના સવાલે જ યાદ આવ્યુ કે,
પ્રેમમાં કેટલી સાવચેતી હોવી જોઈએ,

વ્યક્તિના મૂલ્ય ને પ્રેમની પ્રતિભાઓ,
જળવાય એટલી તો હોવી જ જોઈએ,

ભલેને નીરલજ હોય લાગણીઓ આમ,
પવિત્રતા પ્રીતમની જળવાવી જોઈએ,

ભલે પ્રેમને બાંધનાર સીમાઓ નથી,
પણ દિલની ગરિમા જળવાવી જોઈએ,

ભલેને દુનિયાના ડરથી પરે મહોબત,
પણ પ્રેમની આભા જળવાવી જોઈએ,

© સુલતાન સિંહ "જીવન'
( ૩:૪૫ બપોરે, ૧૭ જુલાઈ ૨૦૧૬ )

# ૧૫૨. સમયની દોડ...

રાત જોને સ્થિર ઊભી છે ને,
સમય દોડાદોડ કરી રહ્યો છે,

અંધકાર ઘેરાઈ ગયો આમ,
અને પ્રકાશ છુપાઈ ગયો છે,

મનમાં ક્યાંક તો કુંપળ ફૂટશે,
ક્યાંક જોને મેઘ ગરજી રહ્યો છે,

ભીંજાઈ જઈશ કદાચ હુ આજે,
કોઇક ખૂણો કોરો છુટી રહ્યો છે,

તુ આવીશ કે ભલે હવે ન આવ,
લૂંટાઈને પણ કોઇ હસી રહ્યો છે,

ક્યાંક ભર્યા ખાબોચિયા પાણીના,
અને અહિં સાગર સુકાઈ રહ્યો છે...

© સુલતાન સિંહ "જીવન"
( ૨:૨૩ રાત્રે, ૧૮ જુલાઈ ૨૦૧૬ )

# ૧૫૩. મઝા છે..

કાઈ કહ્યા કરતા ચુપ રહેવામાં મઝા છે,
તને પામવા કરતા ચાહવામાં મઝા છે,

ક્યારેક ભૂલાશે મારી યાદો તારા મને,
ભૂલ્યા કરતા પણ વગોળવામાં મઝા છે,

રસ્તા નથી ભૂલાયા હજુ તારા સુધીના,
પહોંચવા કરતા ચાલવામાં જ મઝા છે,

સુકાયા નથી હજુ લાગણીના વહેણ,
એનાં તો વહેતા વહેણમાં જ મઝા છે,

દોડી આવે છે વાદળીઓ આકાશમાં,
કોણ જાણે, સાચી વરસવામાં મઝા છે,

મરી નથી જ જવાતું કોઇના ગયાથી,
યાદોમાં તો જીવતાં રહેવામાં મઝા છે...

~ સુલતાન સિંહ "જીવન"
( ૧:૧૫ રાત્રે, ૧૯ જુલાઈ ૨૦૧૬ )

# ૧૫૪. અભિનંદન

અભિનંદન,
આજે જ એણે કહ્યુ,
શુ કરું આ શબ્દોને હુ,
એમા કાઈ નવીનતા નથી,
જે એણે જ કહી હોય,
કોઈ ખાસ લાગણી નથી,
બસ શબ્દો છે,
લાગણીના રસ્તે વેરાઈ,
પડેલા કંટક જેવા શબ્દો,
એજ લાગણીવિહીન,
અને ફરી,
ભાવ વિહીન સંવેદન....

પેલા પણ કેટલાય લોકો,
જે કહી ચુક્યા છે,
અને એણે પણ કહ્યા,
બીજા જેવા જ એનાં શબ્દો,
નવીનતા શુ, અને ભાવ,
એનાં ખાસ હોવાના,
ભરમ ક્યાં સુધી ઓઢી રાખું,
એણે કહ્યુ અભિનંદન,
એજ લાગણીવિહીન,
અને ફરી,
ભાવ વિહીન સંવેદન...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૨૪, ૨૨ જુલાઈ ૨૦૧૬ )

# ૧૫૫. માણસાઈ

જોઈને પણ લાગણી બેહાલ થાય છે,
જોને જાતનાં નામે  બબાલ થાય છે,

ધર્મ, જ્ઞાતિ અને જાતીના ચક્કરમાં,
માણસાઈ મરીને તાર તાર થાય છે,

ફરી ફરીને ખેલાતી આ જાતીય જંગ,
વારંવાર માણસ આ શૈતાન થાય છે,

હેતુ શુ છે? ન્યાય, શાંતિ કે વ્યભિચાર,
માત્ર અહિં હિંસાના જો ખેલ થાય છે,

નથી લડવું કોઈ પક્ષથી હવે તો મારે,
ઉપર બેઠેલો હવેતો શર્મસાર થાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'
(૯:03, ૨૩ જુલાઈ ૨૦૧૬)

# ૧૫૬. પ્રેમ લાવીને આપીશ

કોઇક વાર સતયભામા તો બની જો,
સ્વર્ગેથી પારિજાત લાવીને આપીશ,

ક્યારેક તો તુ પણ રાધા બનીને જો,
વૃંદાવનનો એ કાન લાવીને આપીશ,

પ્રેમને સર્વસ્વ માનીને પુજીને તો જો,
માંગી વૈકુંઠનાં નાથ લાવીને આપીશ,

માણી લે ને સાથ આ જીવનમાં જ તુ,
ક્યાંથી પાછા શ્વાસ લાવીને આપીશ,

ભાગી જોને પ્રેમના મૃગજળ પાછળ,
રણમાંય હૂં વરસાદ લાવીને આપીશ,

~ સુલતાન સિંહ 'જીવન'
(૮:૪૨, ૨૪ જુલાઈ ૨૦૧૬)

# ૧૫૭. હું જ ભગવાન છું

સાંભળને મિત્ર વાત, હુ જ તો ભગવાન છું,
વિનાશકાર, પાલનહાર અને સર્જનહાર છું,

નદીમાં વહેતા વહેણ, ને સમુદ્રમાં ઓટ છું,
સુરજમા પ્રજ્વલિત અને ચંદ્રમા પ્રકાશ છું,

મઝારે, ચર્ચમાં, ગુરુદ્વારે કે મંદિરોમાં નથી,
દરેકના અંતરમને હુ પોતે વિરાજમાન છું,

જંગલમાં લીલોતરી, રણમાં શુષ્ક રેત છું,
શંકરનો સ્વામી ને સૃષ્ટિનો તારણહાર છું,

વાંસળીમાં વાગતો સુર અને ઘોઘાટ છું,
સત્ય પણ હુ અને પ્રેમનો સાક્ષાતકાર છું,

હું જ બુધ્ધ, મહાવીર અને ઈશુ ખ્રિસ્ત છું,
કૃષ્ણ પણ હુ ને મક્કાંમા અલ્લાનો દૂત છું,

સાંભળને મિત્ર વાત, હુ જ તો ભગવાન છું,
વિનાશકાર, પાલનહાર અને સર્જનહાર છું,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૪૩, ૨૫ જુલાઈ ૨૦૧૬)

[મારા માનેલા મિત્ર કૃષ્ણનાં આદર્શોને અર્પણ...]

# ૧૫૮. વારંવાર કહું

થયુ આજ ફરી પ્રેમનો ઇઝહાર કરું,
વિચાર્યું શા માટે હુ જ વારંવાર કરું,

વર્ષામાં ભીંજાવું તો તારે પણ છે જ,
કેમ માત્ર કોશિશ હૂં જ વારંવાર કરું,

નથી જોઈતો પ્રેમ મારે હવે વેચાતો,
કિંમત ચૂકવણી કેમ હું વારંવાર કરું,

માર્ગ ભૂલે છે તુ દરેક વખતે જાણીને,
હું માર્ગદર્શન તો તને વારંવાર કરું,

નથી સમજાવવું કઈ પણ હવે મારે,
સમજાવી કેમ સોદો હું વારંવાર કરું,

થયુ આજ ફરી પ્રેમનો ઇઝહાર કરું,
શા માટે હેરાન તને હુ વારંવાર કરું,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૦૯, ૨૬ જુલાઈ ૨૦૧૬)

# ૧૫૯. વ્યથા વ્યાપેલી

કુદરતના પણ આજો કેવા ખેલ નીરાલા છે,
બહાર વરસાદ, અંદર છવાયેલો એકાંત છે,

વરસાદની બુંદો જ્યા જ્યા પડે ભીંજાય છે,
ક્યાંક વેરાન, ક્યાંક સૂનકાર રહી જાય છે,

ભલે ઘેરાઈ આવતાં અહિં વાદળો હજાર,
ક્યાંક અતિવૃષ્ટિ, ક્યાંક દુકાળ પડી જાય છે,

નથી સૂકાતા સાગર ક્યારેય આ જગતમાં,
પ્રિતમાં તો મહાસાગર પણ સુકાઈ જાય છે,

ક્યાંક નથી સુકાઈ શકતા યાદોના વહેણો,
ક્યાંક આંસુઓનાં ઉદભવસ્થાન સુકાય છે,

ભલે વહ્યા જ કરતું વેદનાનું વહાણ અહિં,
ક્યાંક નદી, ને ક્યાંક સમુદ્રો સુકાઈ જાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'
(૬:૧૯, ૨૭ જુલાઈ ૨૦૧૬)

# ૧૬૦. જવાની

શુ કહું, હુ આ જવાની વિશે હવે,
એ હતાં એટલે તો જવાની હતી,

જીવન ની મઝા કેમ નઇ આવે,
એની સાથે જીંદગી મજાની હતી,

જતી રહેશે જાણતો હુ 'જીવન',
જે ને મે પોતાની જ માની હતી,

સમજતો એ મારી જ બની જશે,
ભુલ્યો કે એ થાપણ બીજાની હતી,

જીવનની બાજી પણ ત્યાંજ હાર્યો,
જ્યા મારી આશા જીતવાની હતી,

દુનિયાતો છે જ સદીયોથી બેવફા,
ક્યાં મારી કે કોઈની થવાની હતી,

~ સુલતાન સિંહ 'જીવન'
(૯:૨૦, ૨૭ જુલાઈ ૨૦૧૬)

# ૧૬૧. નિ:સંદેહ....

નિ:સંદેહ હું જોઇશ તને,
પણ ક્યારેક,
યાદોની દુનિયા છોડ,
ને વાસ્તવિકતામાં તો આવ,
સપનાની કાલ્પનિકતા,
વ્યથાની ઉત્કંઠા,
પ્રેમની અભિલાષા,
અને દિલમાં છંછેડાતો,
સાંભળ ને સાદ,
પછી આવ મારી પાસ,
નિ:સંદેહ... હું જોઇશ તને...

નિ:સંદેહ હું જોઇશ તને,
અને જોયાં જ કરીશ,
દિવસ, રાત ને હરહંમેશ,
બંધનોની સાંકળો તોડી,
ખેંચાઈ આવ ક્યારેક,
પ્રેમના નાજુક તાંતણે,
સામી બેસ ક્યારેક,
આંખોમાં આખ પરોવી,
ચહેરે પ્રગાઢ સ્મિત લાવી,
કહેજે બસ ચાહું છું તને,
નિ:સંદેહ ... હું જોઇશ તને...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૪૦, ૨૮ જુલાઈ ૨૦૧૬)

# ૧૬૨. તું મને ગમે છે

તુ મને ગમે છે, હવે તો,
અથવા એમ કહું કે,
પ્રેમ થઈ ગયો છે કદાચ,
કોઇક તત્વ ખેંચે મને,
એટલે તો નહીં જ કે કવી,
હા તુ સ્પર્શે એવું લખે છે,
એટલે પણ નઇ,
કદાચ એટલે જ કે તુ,
લાગણીના ઉઝરડા સમજીશ,
આખર તુ ચિત્રકાર છે, એટલે
તુ મને ગમે છે...

કારણ તુ રચનાકાર છે,
જીવનના ઊંડાણમાં રહેલો,
એ અનુપમ દિવ્ય પ્રકાશ,
મૃત્યુના રસ્તે પથરાયેલો,
ભેંકાર, ભયાવહ અંધકાર,
પ્રેમના તત્વમાં છુપાયેલું,
પરમ સત્યનું એ સ્વરૂપ,
અને પ્રેમમાં અનુભવાતો,
લાગણીનો રંગીન અહેસાસ,
તુ બધુ જ સમજે છે, એટલે
તુ મને ગમે છે...

તુ જાણે છે એ બધુ જ કદાચ,
જોઇ અને દર્શાવી પણ શકે,
જે દેખાય આંખોથી તને,
ને ઊંડાણનાં ઝંઝાવાતોથી,
તુ એ કહી પણ શકે છે,
અને સમજી પણ શકે છે,

જે કદાચ જ કોઈ કરી શકે,
પણ, તુ સાક્ષાત્કાર છે,
લાગણી, ભાવના, સંવેદનનો,
કારણ તુ ચિત્રકાર છે, એટલે
તુ મને ગમે છે...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧:૫૭, ૨૯ જુલાઈ ૨૦૧૬)

# ૧૬૩. મૃગજળ

માયા તો જો ને સર્જનહારની આ રણમાં,
મૃગજળની લાલચે લોટા ઠોકરે ઊડાળે છે,

ભાવનાની આ સમી સાંજ અંધારી ચૂકી,
ફેલાવી શાતા, પવનની છાલક ઉછાળે છે,

ખોવાઇ ચૂકી છે અહિં પ્રેમની અભિલાષા,
લોકો તી માત્ર સુંદરતાની મહેક ઉડાળે છે,

પૂજાય પથ્થર મંદિરે આજ કળિયુગમાં,
જો ને આત્માના આજ રહેઠાણ ઉજાડે છે,

નથી પ્રેમ ગણાતો પવિત્ર હવે જગતમાં,
માત્ર હવે લાગણીઓના બાગ ઉજાડે છે,

પૃથ્વી પર ઉતરી આવ્યો છે, આજ ચંદ્ર,
છતાં સૃષ્ટિના લોક તારા નામે જાણે છે...

~ સુલતાન સિંહ 'જીવન'
(૪:૫૮, ૨૯ જુલાઈ ૨૦૧૬)

# ૧૬૪. ભીત ખખડાવો તો...?

ભીંત ખખડાવો તો...?
કોઇક પૂછે ક્યારેક,
કામ છે કોઈનું, અને
અંદરથી સાદ આવે,
કોણે રોક્યો છે આવતાં,
આવ બેસ અહિં બે પળ,
નિર્માણ આ ભીંતનાં પણ,
તેં જ કર્યા બાકી અહિં,
સંબંધો સિવાય ક્યાં,
અસ્તિત્વ હતુ જ કઈ...?

ભીંત ખખડાવો તો...?
ઇમારતના પાયા હલે,
જે ચણતરમાં હોય,
પણ ઉણપ વિશ્વાસની,
અવિશ્વાસની ઊભી ભીંત,
ક્યાંક નફરતમાં બદલાય,
ફરી અણગમાની ભીંત,
બંધાય ને એજ પ્રકારે,
મઝબૂત બની જાય
જેનું સર્વસ્વ હતુ જ ક્યાં...?

~ સુલતાન સિંહ 'જીવન'

(ભીંત ખખડાવો તો...? પર લખવા એક પ્રયાસ...)

# ૧૬૫. એજ તો પ્રેમ...

તને જોઉં ને,
બસ જોયા જ કરૂ,
એજ તો પ્રેમ,

કાઈ ન કેવું,
સ્પંદનમાં જીવવું,
એજ તો પ્રેમ,

લૂંટાય દિલ,
તોય હસતો રહુ,
એજ તો પ્રેમ,

તુ કહે છે ના,
તોય તને જ ચાહું,
એજ તો પ્રેમ,

ઝંખતો રહું,
અને ચાહતો રાહુ,
એજ તો પ્રેમ,

ચાહત બસ,
તારી ખુશી માટેની,
એજ તો પ્રેમ,

કોણ કહેશે,
શુ છે પ્રેમ, કે પછી,
આજ તો પ્રેમ...

~ સુલતાન સિંહ 'જીવન'
(૬:૦૯, ૩ ઓગષ્ટ ૨૦૧૬)

# ૧૬૬. ભીની માટીની જેમ

વરસતા આ વરસાદમાં,
સુગંધ જાણે ભીની માટીની જેમ,
તારી માદકતા આજ,
ફરી અનુભવાય છે,
એ શીતળતાની છાવમાં,
સ્પર્શતો તારો અહેસાસ,
તારી યાદો ફરી સમયને,
જાણે કે હાથ તાળી દઈને,
દોડી આવે છે ભીની માટીની જેમ,

ફરી એ વીજળીનો કડકડાટ,
સૃષ્ટિનો નાથ આજ ફરી,
આ કૃષ્ણ તણી રાધાના,
પાછા ફરવાની જાણે કે,
જાહેરાત પૂર જોશથી કરે છે,
ફરી તારો એજ ભીના હોઠ,
તણો અહેસાસ અનુભવાય હોઠે,
એ સ્પંદન તડપતો કરી ને,
જાણે ફરી હાથ તાળી દઈને,
દોડી જય છે ભીની માટીની જેમ,

આથમતા સુરજ સમી એ હેલી,
ઉગતા સૂરજે છુપાતો અંધકાર,
પણ 'જીવન' જો, કંઈક બોલ,
પ્રેમ તો ઉજાસ હતો ને,
આપણા મન મિલનનો?
પછી કેમ સમે, છુપાય છે?
ફરી કેમ તારી યાદો આજ,
જાણે તુ અહિં જ પાસે છે, ને તારા,
હોઠે મંડાઈ પ્રીત પાંગરે ત્યાંજ, તુ
વિખેરાઈ જાય ભીની માટીની જેમ...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૦૦, ૮ ઓગષ્ટ ૨૦૧૬)

# ૧૬૭. એ બાપ્પા સંભાળો છો ને

એ બાપ્પા સાંભળો છો ને,
હા બસ આજે ફરી આવી,
એક અરજ લઇને,
તારી પાસે, હંમેશની જેમ,
ઓળખતા હશો ને મને,
એજ સુનંદા છું હૂં,
જેનાં જીવનમાં માત્ર,
એક તમે સર્વસ્વ હતાં,
આજ ફરી આવી છું હુ,
તારી સામે, તારા દ્વારે,
એ બાપ્પા સાંભળો છો ને...?

એમને હજુય એમ જ છે,
કેટલા... તમેજ કહો ને...
હજુ કેટલા ધક્કા ખાઈશ,
કંઇક રસ્તો સૂઝે એમ કરો,
થાકી ગઇ છું, હવે હૂં,
એમને હજુય ઠીક નથી,
તારા નામે દિવા કર્યા,
જાપ કર્યા, પૂજા,
અર્ચના અને પ્રાથના,
કેટ કેટલું યાદ પણ નથી,
એ બાપ્પા સાંભળો છો ને...?

હવે તો આસ્થા ડગમગી,
વિશ્વાસ તૂટે છે મારો,
એમને હજુય ઠીક નથી,
તમે સાંભળો છો ખરાં ને...?
ક્યારેક લાગે તમે છો,
પણ હવે નથી દેવાતો,
જૂઠો દિલાસો પણ,

હારી ચૂકી છું, બાપ્પા,
બસ જાણે પથ્થર સામે હોઉં,
લાગે હવે, કંઈક તો કહો,
એ બાપ્પા સાંભળો છો ને...?

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૦:૩૦, ૮ ઓગષ્ટ ૨૦૧૬)

( તસવીરની તાસીર કાવ્યગોષ્ઠિની રચના)

# ૧૬૮. ટીંપુ પાણીનું...

થરથરાવી ગયું એ,
આજ ઓચિંતા જ મને,
ગાલે અડકયૂ પણ,
છેક ઊંડે દિલમાં,
એ અનુપમ સ્પર્શની,
યાદો ને ઝંઝોળી,
વાગોળીને ફરી વાર,
તારી યાદોને જીવંત,
બનાવી સરી ગયુ,
એ ટીંપુ પાણીનું...

હલેસા કોઇક જાણે,
મારતું રહ્યુ છે,
આજ, કાલ ને હંમેશ,
અને આ લાગણીનું,
ઝાકળ ધીરેકથી,
અમસ્તાજ સરકી,
જાણે પાંદડા પરથી,
વહી આખા સમુદ્રને,
ઝંઝોળી ગયુ ફરી,
એ ટીંપુ પાણીનું...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૧૫, ૯ ઓગષ્ટ ૨૦૧૬)

# ૧૬૯. પ્રેમ શું છે

પ્રેમ શુ છે???
એ દિવસે પુછ્યું હતુ,
આજ ફરી કેમ નઈ,
યાદ કર જવાબ,
પણ, એ તો,
સવાલ સામો હતો,
પ્રેમ શુ છે...?

મે પુછ્યું હતુ કે તેં?
તેં જ ને, તોય
સામો સવાલ,
પણ નથી જાણતી,
એટલું કે જ્યારે,
જવાબ સવાલ કરે,
પ્રેમ શુ છે...?

શુ જવાબ આપત,
આજે, અથવા એ દિવસે,
તેં ઓચિંતા પુછ્યું,
પ્રેમ શુ છે...?
અને આજ મેનેજ નથી,
સમજાતું, સમજાવ ને,
પ્રેમ શુ છે...?

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૭૦. કઈક થશે

આજ ફરી કંઈક નવું થશે,
યાદો અને વિશ્વાસ,
એનું સ્થાન હવે જૂનું થસે,
સવાલ પૂછશે ફરીવાર,
જવાબી કમાન ઢીલું થસે,
વરસતો રહેશે વરસાદ,
કાલ એ અસમાન સૂકું થસે,
ભલે સુકાય એ રણ,
પ્રેમ વર્ષામાં એ ભીનું થસે,
આજ બદલાઇ છે ને,
નવું છે કાલ એય જૂનું થસે,
ક્યાં સુધી ભાગીશ,
આકાશ ક્યાં કદી પુરુ થસે,
ફરી કરીશ ને સવાલ,
જવાબ માટે સો સવાલ થસે,
આવી જા પાસ હવે,
આ જીવન હવે તો સુનું થસે...

~ સુલતાન સિંહ 'જીવન'
(૮:૩૪, ૧૦ ઓગષ્ટ ૨૦૧૬)

# ૧૭૧. તો કહીશ

ક્યારેક આવીશ તો કહીશ,
હું હાજર રહીશ તો કહીશ,
નહીં ભુલાય તારી વાતો,
ક્યારેક આવીશ તો કહીશ,

ભલે ને જોજનો દુર છે તુ,
યાદ આવીશ ને તો કહીશ,
પ્રેમ ભલે નાં કરે તુ ક્યારેય,
જ્યારે હું કરીશ ત્યારે કહીશ,

વિચાર્યા કરૂ છું તને કેમ,
કારણ મળશે તો જ કહીશ,
ભલે તને ચાહવા તુજ નથી,
સાચી પ્રીત મળશે તો કહીશ,

ભલે તુ નાં માને કોઈ વાત,
છતાંય હંમેશ કહેતો રહીશ,
જાણવું છે ને તારે પ્રેમ વિશે,
ક્યારેક આવીશ તો કહીશ...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧:૨૩, ૧૩ ઓગસ્ટ ૨૦૧૬)

# ૧૭૨. મારો દેશ મહાન છે...

કોણ કહે છે ભારત મહાન છે?
કોણ કહે છે અહિં સંવિધાન છે?
હોય તોય ક્યાં એની અસર,
જરા અમથી વર્તાય છે,
ભલે ને ભગવાન લાખો,
કે ૩૩ કરોડ હોય, અથવા
અલ્લાહ, જીજસ, વાહેગુરૂ,
જેવા ભેદ રાખતાં હોય,
અહિં કોણ પૂજાય છે?
સમજાતું જ નથી ઘણી વાર,
કોને માં-બાપ કહેવાય છે?

વાસ્તવિકતા એ છે આ દેશની,
અહિં દેશ કરતા ધર્મ મહાન છે,
માણસાઈ કરતા અસમાનતા,
અને જાત પાત વધું ગણાય છે,
દેશ પ્રેમ મોસમી આવે છે,
ક્યારેક એક દિવસીય હોય,
ક્યારેક બે દિવસીય દેશપ્રેમ,
ક્યાંક નેતા લૂંટી ખાય છે,
ક્યાંક ધર્મની ધજા ઊંચકાય,
ધુતારા પૂજાય ને સારા લોકો,
અહિં બે મોત મરાય છે,
સિપાહી ગોળી ખાય છે અહિં,
આતંકવાદી જમાઈની જેમ,
z+ સિક્યોરિટીમાં સચવાય છે,

શબ્દો નથી કહેવા માટે...
કે કેમ આ દેશ મહાન છે કહું,
૧૦૦ માંથી ૯૮ ધુતારા છે અહિં,
છતાં કેમ દેશ મહાન છે...?

અહિં માત્ર બે એવા છે,
માત્ર, બે વ્યક્તિઓ છે ૧૦૦માં,
જેમનો શ્વાસ ભારત છે,
એમનો વિશ્વાસ ભારત છે,
અને મા-બાપ ભારત છે,
ધબકતા હૈયે ધબકાર ભારત છે,
આસ્થા, ભક્તિ, શક્તિ ભારત છે,
ભારત માટે મરનાર છે,
અને મારી જાણવા વાળા પણ,
બસ કદાચ
એટલે ભારત મહાન છે..

બસ એટલે જ ભારત મહાન છે,
મારો દેશ મહાન છે, એની
ભૂમિ એની હવા અને અહેસાસ,
મહાન છે... બસ...
એટલે જ મારો દેશ...
મારો દેશ ભારત મહાન છે...

© સુલતાન સિંહ 'જીવન'
( ૭;૧૮, ૧૬ ઓગષ્ટ ૨૦૧૬ )

# ૧૭૩. આવ ને કાના

ક્યારેક તો વૃંદાવનમાં આવને કાના,
હવે તો તુ ય મથુરા ભૂલાવ ને કાના,

લુછવા હવે રેલાતા રાધાના આંસુ,
વૃંદાવન પાછો ફરીને આવને કાના,

ગોપીયો પણ જોયા કરે છે વાટ અહિં,
યમુના કાંઠે વાંસળી તો વાગડને કાના,

તડપે તારા વિરહમાં કોઈ યમુના તટે,
એનાં આંસુ લુછવા જરા આવને કાના,

જોને વહ્યા કરે છે ધાર જશોદા નંદની,
એ આંખોની પ્રેમાજ્ઞની બૂજાવને કાના,

હવે સુનો યમુના તટ પાડ્યો ને રાધા,
જરા થોડોક એકાંત દુર કરાવને કાના,

અહિં નથી મહેલ માળીયા મથુરાના,
ગોવર્ધને ગાયો ચરાવા આવને કાના,

મૂરઝાઈ રહ્યુ છે પ્રેમનું આ પાંદડું અહિં,
પ્રેમ ખાતર તો એક વાર આવને કાના,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૨૬, ૧૬ ઓગષ્ટ ૨૦૧૬ )

# ૧૭૪. શુ છે બહેન...??

જરા આ દિવસે સમજાવ, શુ છે બહેન...?
શબ્દો ઓછા પડે એવો સબંધ છે બહેન,

જ્યારે વહેતા પાણી મપાય નહીં ત્યારે,
લખલૂટ વહી જતો પ્રેમનો ધોધ છે બહેન,

સ્વયં પરભ્રમ નાં કરી શકે સ્નેહ બાળકોને,
એ સ્નેહની ચરમ સીમાનો સાગર છે બહેન,

જ્યારે આજના દિવસની કરૂ હુ વાત તને,
સુની કલાઈ પરનો આ શણગાર છે બહેન,

નથી જોઇ નિર્મળ પ્રેમની પરિભાષા હજી,
પણ પ્રેમ શબ્દનો સાક્ષાત્કાર છે બહેન,

નથી હોતા ભેદ બહેન તારી અને મારી નાં,
દિલથી માને, એ અનમોલ રતન છે બહેન,

સુની કલાઈ પર સુંદરતાનું પ્રતીક છે બહેન,
મોત સામે ભલે, સુરક્ષાનું વચન છે બહેન,

કોણ કહે છે, શુ કિંમત છે જગમાં બહેનની,
કિંમત નાં થાય, અનમોલ રતન છે બહેન,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૮:૫૬, ૧૮ ઓગષ્ટ ૨૦૧૬)

[ આજના દિવસે મારી બે અનમોલ પ્રેમની નિશાની સમી બહેનોને સપ્રેમ અર્પણ... આ ભાઈ તરફથી થોડાક શબ્દોની ભેટ...]

# ૧૭૫. ખુદા પણ હશે

ખુદા શબ્દ છે, તો ખુદા પણ હશે,
ભલે બધાના ઇશ્વર જુદા પણ હશે,

શક્તિઓ પરમાત્મામા વિલીન થવાની,
ભલે અલ્લાહ ને ઇશ્વર જુદા પણ હશે,

ક્યાંક હશે મર્યાદાનાં બંધનો હજુ,
ક્યાંક સ્વતંત્રના કિનારા પણ હશે,

મર્યા પછી ક્યાં પ્રાણ રોકાશે જોવા,
એ પરમાત્મા સામાન કે જુદા પણ હશે,

આવતોનાં  એ પરમાત્મા શોધવા ને ઘર,
તારા મંદીર, મઝાર અહિં જુદા પણ હશે...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૬:૪૧, ૧૯ ઓગષ્ટ ૨૦૧૬)

(આમાં પ્રથમ પંક્તિ " ખુદા શબ્દ છે, તો ખુદા પણ હશે," કવી શ્રી જલન માતરીજી ની છે...)

# ૧૭૬. નહિ મળે રસ્તો

નહીં મળે હવે અહિં આપણને રસ્તો,
હાલ મળે તો ક્યાંક દુર ભાગી જઇએ,

જંગલો પણ નથી સલામત હવે અહિં,
હાલ જાતે જ આગ બની લાગી જઇએ,

પ્રેમતો મનમાં હંમેશ રહ્યો છે અવિરત,
રાધા ચલ સાથે ગોકુળ ત્યાગી જઇએ,

સાકર સમજી વારંવાર ચાવ્યા કરે છે,
આજે કરેલા જેમ કડવા લાગી જઇએ,

અંધકાર છે ચારે કોર હવે અહિં જગમાં,
દીવડો પ્રગટાવ રસ્તો શોધી જઇએ,

ફુલ બની વરસવૂ મંજુર નથી અહિં તો,
ચાલ પથ્થર બની સીધા વાગી જઇએ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૯:૧૪, ૧૯ ઓગષ્ટ ૨૦૧૬)

# ૧૭૭. યાદ રાખજે...

ફેઅબૂકની દુનિયામાં ભલે તુ મને દુર રાખજે,
વાસ્તવમાં મળે ક્યારેક તો જરૂર યાદ રાખજે,

વોટ્સએપમાં ભલે હુ કોન્ટેક્ટ લિસ્ટમાં નથી,
નંબર લાગે ભૂલથી તો અવાજ યાદ રાખજે,

મારી ટ્વીટ ટ્વીટરની ભલે રીટ્વીટ ન કરે,
પણ કહેલી વાત વાસ્તવમાં તુ યાદ રાખજે,

ફોલો નહીં કરે ઈંસ્ટાગ્રામમા એ તો ચાલશે,
ન થાય અનફોલો જીવનમા તુ યાદ રાખજે,

સાઇટ્સ તો ઘણી છે સોશિયલ મોબાઇલમાં,
પણ હુ તો છું વાસ્તવિક એ વાત યાદ રાખજે,

હાઇક, ટેલીગ્રામ, લિંકડઈન ઘણી સાઈટ છે,
દુનિયાની કઇ સાઈટ છું હું જરા તુ યાદ રાખજે.

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૪૫, ૨૨ ઓગષ્ટ ૨૦૧૬)

# ૧૭૮. પ્રેમની પરિભાષા...

પ્રેમની પરિભાષા તો સમજાવ,
લાગણીના વહાવ તો સમજાવ,

હસે પ્રેમ ભલે દરેક દિલે સમાન,
ક્યારે ફૂટે એમા અંકુર સમજાવ,

મહોબત આ કરવી મુશ્કેલ તો છે,
છતાંય અજાણ્યા સાથે જ થાય,
કેમ જરા એનું કારણ સમજાવ,

અવિચાર્યું પગલું નથી હો આ,
જાણી જોઇ મુકાય કદમ સમજાવ,

પ્રિતમાં સો ઘાત હોય છે જગતમાં,
લાગે મીઠાં કેમ આઘાત સમજાવ,

અજાણ હુ સૃષ્ટિના રંગોથી સાવ,
મને મેઘધનુષી રંગો સમજાવ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૨૪, ૧ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૭૯. વિસરાયેલી વિરાસત

સભ્યતાની વાત ન કરો સાહેબ,
દેશના ઐતિહાસિક વારસાઓ તરફ ધિક્કાર ભાવ જોયા છે...

ચોખ્ખાઈ થઈ જૂની વાત શાનની,
દેશની અણમોલ વિરાસત પર ગંદકી ફેલાવતાય જોયા છે...

જાળવણી કરવાની તો ક્ષમતા નથી,
છતાંય કચરાના ઢગ ચોરીછુપે દૂરથી છટકાવતા જોયા છે...

સંરક્ષણની વાત સાવ જ છોડો સાહેબ,
સરકારને પણ જોતી નજરે આંખ આડા હાથ કરતા જોયા છે...

ભલે વારસો અણમોલ સદીઓ જૂનો,
પુરાતન ખાતા અને જનતાને એનો વિનાશ કરતા જોયા છે...

મહેસાણાની શાન બૌત્તેર કોઠાની વાવ,
એજ વાવને ધરોહરી શાનથી વેરાન કરતા લોકોને જોયા છે...

ભલે નથી સમજ સભ્યતાની અહિં,
પણ માણસાઈની વિભાવનાને પણ શરમસાર કરતા જોયા છે...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૬:૨૩, ૨ સપ્ટેમ્બર ૨૦૧૬ )

Note :-
કાલે મહેસાણા શહેર સ્થિત સૌથી પુરાણી ઐતિહાસિક વાવ ની બદતર હાલત જોયા બાદ અનુભવેલી લાગણીઓ...

# ૧૮૦. પ્રેમ સાક્ષાત હોય

ભલે બદલાય સંસ્કૃતિ,
સંસ્કાર જેવું ક્યાંક તો નામ હોય,

ભલે સતત આવે વિકૃતિ,
માણસાઈ ક્યાંક સુમસામ હોય,

ધરાય ભલે નહીં ભોજનથી,
પેટ ભરવા નાં પણ ઉપચાર હોય,

વેદના ત્યારે જ સમજાશે ,
જ્યારે દિલમાં ઘાવ આરપાર હોય,

ઇશ્વર, અલ્લાહ કે જીજસ,
એકના જ હજારો ભલેને નામ હોય,

ધજા લઇને નઈ ફરૂ હવે,
ધર્મની સભામાં ભલે ગુનેગાર હોય,

કહીશ તને જીવન માત્ર,
અંતિમ સમયે માત્ર પ્રેમ સાક્ષાત હોય,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૦:૪૧, ૪ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૮૧. ઓચિંતા આવીને...

કાલે અચાનક ને સાવ ઓચિંતા જ,
ઊભી રહી ગઇ સામે સવાલ લાવીને,

ફરે તો છે ધરતીના ગુમનામ છેડે જ,
છતા છે ખુશ વરસાદની વાત લાવીને,

નથી ખબર પ્રેમ વિશે એને કાઈ જ,
આપી ગઇ બાગમાંથી ગુલાબ લાવીને,

સમજાયું નઈ વાતો ક્યાંથી શીખી હસે,
મને કહે કે આપો આભથી ચાંદ લાવીને,

વાદળની શક્તિનો અંદાઝ તો નથી જ,
તોય ખુશ હાથમાં ટીંપા બેચાર લાવીને,

સપના સાર્થક હંમેશા થાય નહીં જાણે જ,
છતા હરખાય છે સપનાની વાત લાવીને,

હવે નથી રહી મારા દિલ સિવાય ક્યાં જ,
છતાં ઘાવ કરે તાજા યાદ અપાર લાવીને,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૧૨, ૬ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૮૨. કામ કેવા..

કોણ જાણે આ જગતમાં હવે,
કોને ભાલઈના કામ કરવા છે,

મનુષ્ય થયો છે જ બેશરમ,
હવે પ્રાણીઓને પણ કામ કરવા છે,

પ્રકૃતિ ભલે હોય માતા સૌની,
ઋણ માનાં માથે ઉધાર કરવા છે,

ભલે ને વેરાતા જાય જંગલો,
આપણે તો પૈસાના ઢગલા કરવા છે,

વેંઢાર્યાં કરે બોજ અબોલા જીવ,
માણસે બસ પૈસાના જાડ કરવા છે

ક્યારે સમજશે આ જીવડો પ્રભુને,
એને સર્વેને રાખમાં તો ખાખ કરવા છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૪:૦૭, ૭ સપ્ટેમ્બર ૨૦૧૬)

[કાવ્યગોષ્ઠી ગ્રુપ ચિત્રસર્જન સપ્ટેમ્બર ૨૦૧૬]

# ૧૮૩. કમી સાલે છે...

લાગણીઓ પર ક્યાં કોઈનું ચાલે છે,
એટલે જ તો મને તારી કમી સાલે છે,

વેદનાને ક્યાં બંધાય આમેય પાળા,
એટલે નયન મોસમમાં નમી હાલે છે,

યાદ નથી આવતી તારી હવે કેમ કહું,
વારંવાર તારો ચહેરો નયનમાં હાલે છે,

ન રોકી શકાતી તને દુર ચલ્યા જતા,
એટલે વેદનાના દિલે ક્યારા હાલે છે,

મોસમની પણ કુદરતી આ કરામત,
બાકી ઉનાળે ક્યાં નદી નાળા હાલે છે,

કરીશ ઇશ્વરને ફરીયાદ બેવફાઈની,
કદાચ તોય દિલમાં તારી પ્રીત હાલે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૬:૫૪, ૯ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૮૪. યાદ આવશે...

બોલ શુ કહુ હવે તને પ્રેમની વાત,
તને જાતે જ બધુ હવે યાદ આવશે,

હુ જઈશ જ્યારે પણ તારાથી દુર,
મારી યાદો દોડી તારી પાસ આવશે,

ભલે ને અંતર હોય હજારો કિમીનાં,
સપનાની વાટે પગમાં વેગ આવશે,

તુ ચહિશ મને, હુ કહીશ ભૂલી જા હવે,
ત્યારે મારી વિનંતિઓ યાદ આવશે,

હુ જઈશ જ્યારે તારાથી દુર ક્યારેક,
મારી આહટ તારા દરેક શ્વાસે આવશે,

વિચારતો રહીશ તને હવે કેમ ફાવશે,
ને તુ કહીશ 'જીવન' ફરી ક્યારે આવશે...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૩:૨૮, ૮ સપ્ટેમ્બર ૨૦૧૬ )

# ૧૮૫. ગાણિતિક કાવ્ય...

શુ કહું હવે તને સંબંધનો સરવાળો,
સાથ સહકાર અને સરાસરી નથી,

યાદોનો થતો સતત તારી ગુણાકાર,
પણ વેદનાનો હવે ભાગાકાર નથી,

કરી લઉ તારી બાદબાકી કેમ કરીને,
તને ભૂલવાની કોઈ સંભાવના નથી,

શુ નીદર્શ પસંદ કરૂ હવે તારા પ્રેમના,
આજે પણ ક્યાંય સહસંબંધાક  નથી,

દોરી દર્શાવી શકુ આલેખ તારો પ્રેમ,
અહિ બીજ ગણીતનુ હવે જ્ઞાન નથી.

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૫૧, ૧૧ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૮૬. કીમત પ્રેમની

જોને આજે હુ ફ્રી છું, ને ઓનલાઇન પણ,
ચાલ ને દિલની વાતો આજ કરી લઇએ,

પછી કદાચ મળવાનું થાય કે ના થાય,
ચાલ ને આજ છેલ્લી વાર મળી લઇએ,

પછી ભલે તુ ક્યારેય પાછી નાં આવતી,
ચોખવટ દિલની આજ ફરી કરી લઇએ,

અણધાર્યું વાદળ વરસી પડ્યું મારી પર,
ચાલ પ્રેમ વર્ષા સમજીને પલળી લઇએ,

નથી કહેવી હવે શબ્દોમાં કોઈ વાત તને,
આવ સામે નિશબ્દ વાતો સમજી લઇએ,

ભલેને તને કિંમત ન જ સમજાય પ્રેમની,
આવ પ્રેમમાં તૂટેલાને આજ પૂછી લઇએ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૧૨, ૧૨ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૮૭. ધર્મ અને કર્મ...

ધર્મની વાત ન કર હવે ,
હું વિશ્વાનંદ અવતાર છું,

જો તુ માને છે કોઈ ધર્મ,
હું એમા સૌથી મહાન છું,

નથી ધર્મમાં તો સત્યતા,
હું તો વિધિનું વિધાન છું,

જો કહીશ તને તુ હિન્દૂ,
તો હુ તારો શ્રીરામ છું,

જો તુ માને છે મુસ્લિમ,
તો મક્કાનો સૂત્રધાર છું,

ઈસાઈ જો કહીશ ધર્મને,
તો હું જીજસ ક્રાઇષ્ટ છું,

બદલી ધર્મ કહે તુ શીખ,
તો સુવર્ણમંદિરનો તાત છું,

છે આ કર્મ મહાન ધર્મથી,
પછી ભલે હું ગુમનામ છું,

ભૂલતો નહીં તારા કર્મને,
હું છેવટે કર્માનીધાન છું,

ભૂલ્યા છે બધા ઓળખાણ,
હું દરેક જીવોમાં સાક્ષાત છું,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૧૩, ૧૩ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૮૮. આ’તો પ્રેમ છે

નથી પુછતી એ હવે તને કેમ છે,
જે કહેતી વારંવાર મને પ્રેમ છે,

હૈયામાં એ ચહેરો હજુ હેમખેમ છે,
જોયા કરતી મને જાણે કે પ્રેમ છે,

ભૂલેલી વાદળી પણ પાછી ફરી,
છતાંય એ ના આવી જેને પ્રેમ છે,

ભૂતકાળની નથી રહેતી યાદ હવે,
કોણે કરેલો વિચાર કે આ પ્રેમ છે,

કોણે કહ્યુ કે હુ ભૂલી ગયો છું એને,
હું આજ પણ કહીશ મને પ્રેમ છે,

સમય જરૂર એને સમજાવશે જ,
કોને છે વહેમ, કોને સાચો પ્રેમ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
(૦૯:૪૫, ૧૪ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૮૯. જીવન સફર

જન્મદિવસ કેવો દિવસ એક આવે છે,
જાણે ઇશ્વર સમયની કિંમત સમજાવે છે,

સચ્ચાઈ તો સમયને સમજી લેવામાં છે,
આતો અમસ્થા લોકો આનંદ મનાવે છે,

દુઃખ સુખ તો હવે રહી ઘટમાળ જીવનની,
સમજદાર પ્રત્યેક દિને ઉત્સવ મનાવે છે,

ભલે વરસતો આ વરસાદ, પલાળી નાખે,
એમા પણ ભીંજાઈ ને ખુશીઓ મનાવે છે,

લોકો બદલાય છે દુનિયામાં ઇશ્વર નહીં,
જન્મ અને મરણ બંને હિસાબ લગાવે છે,

ક્યારેક સુખ અને ક્યારેક દુઃખ પણ આવે,
પણ જીવનની એજ સાચી રાહ બતાવે છે,

ક્યાંક હશે શુષ્ક જીવન, ક્યાંક હર્યું ને ભર્યું,
દુઃખી ન થાય, જીવન તો રંગ બતાવે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
(૨:૪૫, ૧૫ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૯૦. મારા વગર...

નથી કહેવું મારે કાંઈ હવે,
ચુપ રહેવું છે, નિઃશબ્દ બની,
જોયા કરીશ બસ હુ હવે,
તને હસતા, રમતા,
ખુશ થતા અને જીવતાં,
મારા વગર...

વિચાર આવે, કહું કઇક,
ચુપ રહું ક્યારેક અને ,
પાછો, તારી ચુંપ્પી જોઇ,
તને ખુશ જોઇ ને,
બસ વિતાવી લઈશ,
જીવનની આ ક્ષણો,
તારા વગર...

કદાચ તુ ખૂશ હોઈશ,
જીવી શકીશ, દુઃખ વગર,
યાદો વગર, પ્રેમ વગર,
વીતેલા દિવસોની ચિતાએ,
તું કદાચ જોયા કરીશ,
એક ટશે, નિરંતર,
મારા વગર...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૫ સપ્ટેમ્બર, ૨૦૧૬)

( ઓચિંતા શબ્દોનાં સથવારે....)

# ૧૯૧. વાત પ્રેમની...

મળીશ જ્યારે પણ,
ક્યારેક તને કહીશ,
હુ વાત પ્રેમની,
ભલે રહીશું દુર પણ,
રહેશે સદાય જીવંત,
એક યાદ પ્રેમની,
નથી ભુલાતી હો,
કે યાદ કરાતી વારંવાર,
આ વાત પ્રેમની,
વંટોળ બનીને વેરાઈ,
પાનખર ની જેમ,
આ વણજાર પ્રેમની,
છતાંય આજ પણ છે,
દિલમાં જીવંત સતત,
એ રાત પ્રેમની,
ભીંજવી ગઇ મને,
અને તુ પણ ભીંજાઈ,
વર્ષાની સાંજ પ્રેમની,
મને તુજથી વીસરાવી,
તને ભરમ ભરમાવી,
ભાગી એ વાત પ્રેમની,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૫ સપ્ટેમ્બર, ૨૦૧૬)

( ઓચિંતા શબ્દોનાં સથવારે....)

# ૧૯૨. મર્મ નથી જાણતો...

કહે છે માનવ કે,
હું માણસાઈ ને માનું છું,

તો પછી કેમ કહે ઓ ભાઈ,
કે નાં ગીતા જાણું છું,
ના કુરાન જાણું છું...

સચ્ચાઈ છે બસ આટલી,
કે હું માત્ર કહેવાતી,
ગીતા કે કુરાન નહીં,
પણ એનાં મર્મ જાણું છું...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૦:૧૩, ૧૯ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૯૩. જીવન આધાર

વસમી વેળાએ જ યાદ કરૂ છું,
જો હવે તો તને ફરીયાદ કરૂ છું,

નથી માનતો ભગવાનને હું,
છતાય ગીતામાં ધ્યાન કરૂ છું,

ક્યારેક લાગે ઉજ્જડ પ્રદેશ,
છતા વાવણી વારંવાર કરૂ છું,

ભલે કાઈ પણ ના મળે મને,
તને જરૂર મળે ફરમાન કરૂ છું,

ભલે સાગર સુકા દિલના રહ્યાં,
ભીંજાવા વર્ષા વારંવાર કરૂ છું,

ક્યા એકલો રહેવા દુઆ કરતો,
હવે તને પામવા ફરીયાદ કરૂ છું,

'જીવન' આધાર નથી જો પ્રેમ,
કેમ તને યાદ વારંવાર કરૂ છું,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૩૬, ૧૯ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૯૪. વિશ્વાસ આપું...

કેમ કરી હવે તને વિશ્વાસ આપુ,
તૂટ્યા શ્વાસ ક્યાં ઉછશ્વાસ આપુ,

મુલાકાતો પણ ભુલાઈ મનથી,
ક્યાંથી ફરી એ સમય યાદ આપુ,

ભલે સુકાઈ જાય સમુદ્રો ખારા,
ક્યાંથી સરોવરની મીઠાસ આપુ,

મૃગજળ પાછળ દોડ્યા કરે મન,
ક્યાં ઝરણાંનાં હું આભાસ આપુ,

સંપત્તિ કે સોનુ નથી માંગતી એ,
ક્યાંથી હું લાલચ વારંવાર આપુ,

કહે 'જીવન' ડર નથી હવે કોઈનો,
ક્યાં હવે હું અભય વરદાન આપુ,

સુલતાન સિંહ 'જીવન'
(૮:૨૦, ૨૦ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૯૫. મૌસમી દેશ દાઝ

ફરી એક વાર જુઓ સમય આવ્યો છે,
આજે મારો દેશ ફરી દેશદાઝે દાઝ્યો છે,

ઊંઝા ઉનાની દોટ મુકતો ભલેને માયાવી,
આજ ફરી રાજા ધૃતરાષ્ટ્ર બની આવ્યો છે,

જેને દેશની ક્યારેય ફિકર ના હતી બોલો,
આજે ગરમ તવે રોટલો શેકવા આવ્યો છે,

કહે છે માર્યા ગયા છે દેશના જવાનો હાય,
હંમેશા એ પોતેજ પથ્થર ફેંકતો આવ્યો છે,

શેકાઈ જશે આજ ફરી રોટલા ગરમ તવે,
એવી આશા સાથે ઢોંગ રચીને આવ્યો છે,

સુરક્ષા અને લોકતંત્ર જેવા ખોખલા શબ્દે,
દેશને હર-હંમેશ એજ વેચતો આવ્યો છે,

દેશમાં સુરક્ષા અને સરહદે રાજનીતિ રમી,
આ દેશનો દેશભક્ત આગેવાન આવ્યો છે,

ભલે કોઈ સંગઠનનો એ આગેવાન રહ્યો,
દેશને એજ તો શરમશાર કરતો આવ્યો છે,

ક્યારેક જાહેર જનતા, ક્યારેક ધર્મ ધુરંધર,
તો ક્યારેક શૈતાન બનીને પણ આવ્યો છે,

ફરી એક વાર જુઓ સમય આવ્યો છે,
આજે મારો દેશ ફરી દેશદાઝે દાઝ્યો છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૧૨, ૨૧ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૯૬. સહાદત-એ-સુલતાન

વિવાદો થી ગભરાઈ જાય જો વ્યક્તિ કોઈ,
તો ક્યારેય આગેવાન બની નથી શકાતુ,

ઝેરના પ્યાલા જોઈને ભાગી જાય જો કોઈ,
તો મીરા જેવા કૃષ્ણપ્રિયા બની નથી શકાતુ,

રાહ જોવાની પણ જો ક્ષમતા રહી નથી હવે,
અમર ઇતિહાસે શબરી યે બની નથી શકાતુ,

નજીવા શબ્દબાણે જો છેદાઇ જાય તમ જીવ,
એથી કવી કે સાહિત્યકાર બની નથી શકાતુ,

કરે તો છે એ વાત રાવણને મારી નાખવાની,
પણ મર્યાદાથી ડરીને રામ બની નથી શકાતુ,

પ્રેમ અને માન રાખવાની જો અક્ષમતા હોય,
એનાથી શ્રીકૃષ્ણ ભગવાન બની નથી શકાતુ,

ઓળખે છે દુનિયા રામ પહેલાય હનુમાન ને,
રામનામ વીનાય કપીરાજ બની નથી શકાતું,

કહેતાં હશે રાજા બની અહિં સંસારે જીવવાની,
પણ ઘાતક થઈને 'સુલતાન' બની નથી શકાતું,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૪:૧૫, ૨૩ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૯૭. વિશ્વાસ આપું...

કેમ કરી હવે તને વિશ્વાસ આપુ,
તૂટ્યા શ્વાસ ક્યાં ઉછશ્વાસ આપુ,

મુલાકાતો પણ ભુલાઈ મનથી,
ક્યાંથી ફરી એ સમય યાદ આપુ,

ભલે સુકાઈ જાય સમુદ્રો ખારા,
ક્યાંથી સરોવરની મીઠાસ આપુ,

મૃગજળ પાછળ દોડ્યા કરે મન,
ક્યાં ઝરણાંનાં હું આભાસ આપુ,

સંપત્તિ કે સોનુ નથી માંગતી એ,
ક્યાંથી હું લાલચ વારંવાર આપુ,

કહે 'જીવન' ડર નથી હવે કોઈનો,
ક્યાં હવે હું અભય વરદાન આપુ,

સુલતાન સિંહ 'જીવન'
(૮:૨૦, ૨૦ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૧૯૮. પ્રેમ દીવાની જોઈ...

એનાં શહેરે એને સુહાની જોઇ છે,
દિલમાં એના રાજધાની જોઇ છે,

ભલેને દુર ફર્યા કરતી એ પ્રેમથી,
એમા જીવંત પ્રેમદીવાની જોઇ છે,

કહે છે નફરત મને લાગણીઓથી,
સળગતી એમાય જવાની જોઇ છે,

નથીજ એ કોઈ શબ્દોની સજાવટ,
છતાંય આંખમાં મે કહાની જોઇ છે,

ભલે દુનિયા માન્યા કરતી બેવફા,
મારા પ્રેમમાં એને સમાતી જોઇ છે,

લાજ શરમને નેવે મુકી ભલે ફરે,
એકાંતમાં એને શરમાતી જોઇ છે,

નથી કહેતી એય એની વાતો હવે,
કલી છે એ છતા કલમાતી જોઇ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૦, ૨૨ સપ્ટેમ્બર ૨૦૧૬ )

# ૧૯૯. જીવન ઘટમાળ

આ જીવનની ઘટમાળમાં,
એક આ અહેસાસ થાય છે,

ક્યારેક સર્જન લાગણીઓનું,
ને ક્યારેક વિનાશ થાય છે,

જીવે છે, મરે છે અને જન્મે,
ક્યાં જીવ વિલીન થાય છે,

તત્વોમાં પ્રેમ ને પ્રેમતત્વ,
શબ્દોની આરપાર થાય છે,

જોને ક્યાં વિલાય છે જીવ,
હવે એમા ઉદગાર થાય છે,

નથી મળતો ખુદાએ સંસારે,
દરેક જીવે સાક્ષાત થાય છે,

નથી ધર્મને જ્ઞાતિ માપદંડો,
માણસાઇ અહિં નાશ થાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૩૬, ૨૩ સપ્ટેમ્બર ૨૦૧૬)

# ૨૦૦. તારા વગર મઝા નથી.

તને સાચું કહું કે ખોટું,
સાચું કહ્યા વગર મઝા નથી,
પણ તને સત્યમા મઝા નથી,
તુ ભલે ઇચ્છે ગમે તેં,
સાચું કહું ને તો તને,
તારા વગર પણ મઝા નથી,
ક્યાંય હવે લાગણીમાં,
અને સપનામાં રઝા નથી,
ઊડ્યા કરવું છે હવે આસમાને,
પાંખો વગર હવે મઝા નથી,
કેમ રિસાય નથી સમજાતું,
કહ્યું તો ખરા તને યાર,
મારા આ સંસારે તને,
રિસાઈ જવાની રાજા નથી,
કારણ કે તારા ઉદાસ ચહેરે,
હસતાં હોવાં જેવી મઝા નથી,
ક્યારેક હસ્તી અને રમતી,
નજારો સામે જ રહે છે,
તને દુર જવાની રઝા નથી,
ભલે ને વારંવાર તુ દુર,
અને હું રિસાયેલો જ રહું,
પણ વાસ્તવમાં સત્ય તો,
તારા ન હોવામાય મઝા નથી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૦૦, ૨૩ સપ્ટેમ્બર ૨૦૧૬ )

# -: About Author :-



નામ – સુલતાન સિંહ 'જીવન'

સરનામું – ૪૫/B, બમોસણા નગર સોસાયટી
મોઢેરા રોડ, મેહસાણા ૩૮૪૦૦૨

જન્મભૂમી – મહેસાણા (ગુજરાત)

કર્મભૂમિ – સિરોહી (રાજસ્થાન)

મૂળ ભાષા – હિન્દી (માતૃભાષા), ગુજરાતી,

મોબાઈલ – +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

મેઈલ - raosultansingh@gmail.com

બ્લોગ – http://vichaarvrund.wordpress.com

સુલતાન સિંહ પોતે મૂળ રાજસ્થાનના સિરોહી જીલ્લાના વતની છે. અને એમના જણાવ્યા પ્રમાણે માં જેવી હિન્દી અને માસી જેવી ગુજરાતી એમ બંને ભાષા પ્રત્યે લગાવ છે. એમનું વધુ પડતું લખાણ ગુજરાતીમાં છે જેનું મુખ્ય કારણ ગુજરાત એમની જન્મભૂમિ છે. મૂળ રૂપે ગદ્યના વ્યક્તિ હોવા છતાં પદ્યમાં પણ એમનું યોગદાન વિશેષ છે. એમની અન્ય પ્રતિભાઓ ને નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

***લેખન ક્ષેત્રે :-*** **સ્વપ્નસૃષ્ટિ અને એસિડ અટેક એમ બે નોવેલ લખી છે. જે બંને માતૃભારતી એન્ડ્રોઇડ એપ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય અન્ય બે નોવેલ પર કામ ચાલુ છે જેમાં એક ટાઇપ વર્કમાં અને બીજી હજુ લખવાની ચાલુ છે. ૨૭ જેવા મોટા આર્ટિકલ છે જે માતૃભારતી, ડેઇલીહંટ, પ્રતિલિપિ અને બ્લોગ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય ગદ્યમાં વર્તમાન સમસ્યા પર કટાક્ષ કરતા લેખ વિચારવૃંદ નામની કોલમ પોતાના બ્લોગમાં લખે છે, જે પ્રતિલિપિમાં પણ ઉપલબ્ધ છે. પદ્યમાં શોખ ખાતર ૨૫૦ ગુજરાતી અને ૪૭ જેટલા હિન્દી કાવ્યો લખ્યા છે. (એમના મંતવ્ય મુજબ એકે રચના છંદમાં તેમજ નિર્ધારિત બંધારણમાં ન હોવાથી ગઝલ કહી શકાય એવી નથી)**

***અભ્યાસ ક્ષેત્રે :-*** **અભ્યાસમાં ધોરણ ૧૨માં કોમર્સ પછી કોમ્પ્યુટર અને સર્જનાત્મક હિન્દી લેખનમાં ડીપ્લોમાં કર્યું. તેમજ મેનેજમેન્ટમાં સ્નાતક અને મનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રમાં અનુસ્નાતક સ્તરનો અભ્યાસ પૂર્ણ કર્યો.**

***અન્ય ક્ષેત્રે :-*** અન્ય ક્ષેત્રોમાં સૌપ્રથમ યુથવર્ડ નામના ઓનલાઈન સામયિકમાં નોવેલ લખેલી પણ સમય જતા એ બંધ થયુ. ત્યાર બાદ પદ્ય સાહિત્યને લગતું કાવ્યગોષ્ઠી ઇ-સમયિક પોતાની જાતે શરુ કર્યું જેમાં સંચાલક, મેનેજર તેમજ સંપાદક તરીકેનું કામ કરે છે. આ સામયિક પદ્ય સાહિત્ય માટેનું ફ્રી ઓનલાઈન સામાયિક છે જે અત્યારે pdf તેમજ પ્રતિલિપિ પર ઉપલબ્ધ છે. કાઈ ખાસ નથી પણ હાં હાલમાં મહત્વના એક હેરિટેજ પર ડોકિયુંમેંટ્રી બનામાટેના પ્રયત્નો ચાલુ છે.

(૩૧ ઓક્ટોબર ૨૦૧૬)